વીરભદ્ર

# જતીન્દ્રનાથ દાસ

[ દેશળજી પરમાર ]



યમશસ્ત્ર અખંડ સજી ભવ્યપંથ–ભવિષ્ય મધુર કરૂં
દૃષ્ટિ સમગ્ર વિશાળ રચી જગમન્દિર જીવનસ્વપ્ન ભરૂં

## ૧ યુવકવીર

બંગાળનો યુવકવીર જતીન્દ્રનાથ
જીતી ગયો જગત જીવન જન્મ મૃત્યુ,
જીત્યો વળી હૃદય ચિત્ત સ્વમાન શત્રુ;
સ્વાધીન કીધ નિજ રાષ્ટ્ર રહી જ દાસ.

## ૨ નર એ તપસ્વી

પંચાગ્નિજ્યોત તપતો નર એ તપસ્વી
ચાલ્યો અનાશન કરી કરમી સુ અંગો.
છોડી ગયો સ્વજનના કટુ કર્મબંધો;
વૈકુંઠનો અતિથિ અમૃત એ તરસ્વી.

## ૩ મોહ્યો નથી

મોહ્યો નથી, નહિ ચળ્યો મધુ યૌવનોમાં
ચિત્તે ધર્યો પ્રણયનો રતિરાગ ?—ના ના,
આછોતરો અનુભવ્યો ધનલોભ ?—ના ના:
સેવ્યાં અહોનિશ વિશાળ સ્વરાજ્યસોણાં.

## ૪ એ કેસરી

એ કેસરી વિષમ પારધી–પાશ જોઈ
ત્રાડ્યો કુદી: સખત જાળ વિશે ફસાણો,
વીત્યા દિનો—પરમ પ્રાણ ન ઝંખવાણો;
બેસી રહે પુરુષસિંહ કદાપિ રોઈ ?

। ગુંજા॰

## ૫ આત્મા સ્વતંત્ર

આત્મા સ્વતંત્ર—અતિ સૂક્ષ્મ નિગૂઢ તત્ત્વ
શોષાય ના પવનથી, ન ઘવાય શસ્ત્રે,
ભીંજાય ના જલધિએ, ન વીંધાય અસ્ત્રે;
બાળે ન પાવક: અખંડિત પૂર્ણ સત્ત્વ.

## ૬ મરજીવ મોટો

વર્ષે દિને ક્ષણ પળે—વયમાંય છોટો
શાણો નહિ અનુભવે, ન હરેલ શાન્ત,
આંડો હઠે, ચપલ, ના કમનીય કાન્ત;
ઘેલો જતીન અનિગો મરજીવ મોટો.

## ૭ તારો ખર્યો

તારો ખર્યો મધુર સુંદર પિંડ બાળી
—અસ્તોદયે દઢ ન શાશ્વત સૂર્યતેજ,
કે ના અમંગળ શનિશ્ચર વૃદ્ધ પ્રેત—
તારો ખર્યો—સકળ લોક રૂડો ઉજાગી.

## ૮ જીવનયજ્ઞ સીધ્યો

તારો ખર્યો, અખિલ તારકસંઘ દીપ્યો
અંધારમાં પ્રબલ વૃષ્ટ ઉઠ્યો પ્રકંપ,
દેખી શક્યા વિપુલ અંતરમૂઢ અંધ:
જાજ્વલ્યમાન પ્રિય જીવનયજ્ઞ સીધ્યો.

### ૯ 'ન હતો' થયો શું?

શું એ 'હતો' અધિક એ 'ન હતો' થયો શું?
શું એ નથી, સમય કે સ્થલમાં નથી શું?
વિજ્ઞાનમાં બદલતું સહુ નષ્ટ દીઠું?
જે દૃશ્ય ના નયનથી જગ સર્વ ખોટું?

### ૧૦ જગ ઉદ્ધરે એ

માટી વિષે બિજ થકી ફણગો ફૂટે ને
સૌએ અહોનિશ વધે થડ શાખ પાન,
સૌન્દર્યફૂલ ખિલતું ધરી તેજભાન:
બાંધી ફળો અવનવાં જગ ઉદ્ધરે એ.

### ૧૧ કલ્યાણ છે

ઉદ્ધાર છે—અવગતિ નવ કોઈની જ્યાં
આ સ્થૂળ સૌ લલિત કોમળ રૂપ ધારે,
આત્મા થઈ પ્રગટ મૂળ સ્વભાવ સારે:
કલ્યાણ છે—ડગ ભરે કદિ કોઈ ધીમાં.

### ૧૨ સત્પ્રાણનું પ્રગટ સર્જન

વીરા! ગળેલ તુજ આ મૃત દેહ માથે
આંસુ ગરંત નવલા ફૂલપુંજ રેળે,
ને દેવતા ગગનથી અમીદષ્ટ ઢોળે;
સત્પ્રાણનું પ્રગટ સર્જન ભવ્ય લાધે.

## ૧૩ ચૈતન્યનો પ્રતિનિધિ

એવો હતો ગતિભર્યો ગરવો યતીન્દ્ર
વેગે ઉડ્યું અડગ સાહસશૂર ચિત્ત,
વેગે ચઢ્યું હૃદય પ્રેમ–સમાધિસિદ્ધ;
ચૈતન્યનો પ્રતિનિધિ અવનીશ ઇન્દ્ર !

## ૧૪ લૌકિક તીર્થધામ

જ્યાં તેં કર્યું પુનિત અંતરપ્રાણસ્નાન
–કેવા ખમે જલદ સ્થૂલ શરીર બંધ,
કેવાં થતાં પરમ જીવનસ્વપ્ન ભંગ ! –
તે તો થશે અમર લૌકિક તીર્થધામ.

## ૧૫ બલિ–ઉત્સવનો વસંત

વ્યાપી ગયો દિશદિશે રસરૂપ અંશ
જે જે હતાં જડ સચેતન તે બનેલાં,
ને મંદપ્રાણ સહુ તીવ્ર ફરી થએલાં;
આ તો અમોલ બલિ–ઉત્સવનો વસંત.

## ૧૬ અદ્ભુત પુત્રરત્ન

આલિંગશે પરમ હર્ષિત પિતૃલોક–
જે સાંપડ્યું વિશદ અદ્ભુત પુત્રરત્ન,
માતૃત્વ આ નિરખી સ્વાર્પણનો પ્રયત્ન;
આનંદભેર તજશે નિજ ચિત્તશોક.

### ૧૭ મિલન ઈશ્વરબાલકોનું

એકત્વ આજ મધુરૂં પરજાતિઓનું
—મોંઘી અહો ! વિરલ માનવતા સુહાગી
મૈત્રીતણી અજબ રૂપકળી મજાની—
આજે થયું મિલન ઈશ્વિરબાલકોનું.

### ૧૮ જતિ-ભસ્મ માંજો

રીઝો ઘણું અચલ યૌવનપ્રાણ હિન્દી !
ને લોચને અજબ આંતરતેજ આંજો,
સામર્થ્યમાં પુનરપિ જતિ—ભસ્મ માંજો;
આજે થજો પ્રગટ સત્યપ્રમાણ હિન્દી.

### ૧૯ ભાવિક અશ્રુબિન્દુ

આંખે ખરે વિરલભાવિક અશ્રુબિન્દુ—
તો છો ખરેઃ મધુર પ્રેમળ સંઘરી સૌ,
માળા અમુલ્ય ઉરમૌક્તિકની ગુંથો સૌ;
અર્પી રહો અમર અર્ઘ્ય યતીન્દ્ર સિન્ધુ.

### ૨૦ પ્રફુલ્લ દિન આંતર જાગ્રતિનો

આ તો પ્રફુલ્લ દિન વીરમણિ યતિનો
—સ્વીકારશે ્દન વીરરસિક મૃત્યુ ?
રાષ્ટ્રે ભજ્યું ચપલ સંયમશૌર્ય ઊંડું;
આ તો પ્રફુલ્લ દિન આંતર જાગ્રતિનો.

### ૨૧ મૃત્યુંજયી

મૃત્યુંજયી લડતનો વિરલો સિપાહી
શસ્ત્રાસ્ત્રશૂન્ય યતિને ક્યમ લેશ ચિન્તા ?
રાજે પ્રભુત્વભર દિવ્ય પ્રભા અહિંસા;
સત્યાગ્રહી અવતર્યો ગરવો સિપાહી.

### ૨૨ કલિ-કાળ પીધો

એણે પ્રસન્ન વદને કલિ-કાળ પીધો
માણ્યો નથી સુખદ વૈભવ વર્તમાન,
જાણ્યું ન કૈં જ મન ભૂતભવિષ્યભાન;
દૈવી અદાલત કને નિજ શ્વાસ દીધો.

### ૨૩ બહુ પુણ્યશ્લોક

નિર્દોષ આત્મ તુજ કંચનવર્ણધારી
ચાલ્યો બની પળપળે બહુ પુણ્યશ્લોક,
જોડ્યો વળી સ્થળસ્થળે ભરતો ત્રિલોક;
નિષ્પાપ મુક્ત ગરવો મધુ પાપહારી.

### ૨૪ સૈકા થયાં

સૈકા થયાં ભરતભોમ રહી અતંત્ર
કંગાલ શબ્દ ભણનાર થઇ અસ્પૃશ્ય,
દૌર્બલ્યમાં ઝપડતી કરતી કુકૃત્ય;
ગીતાતણા ગહન જે વિસરી સુમંત્ર.

## ૨૫ ગરમ શોણિત છે ભળેલું

એ બોમમાં જલદ ખાતર છે મળેલું
પ્રત્યેક એ રજકણે નવવીજ ઝીલે,
આજે જ્વલંત બહુ કોટિક ફૂલ હીલે;
જેમાં નવું ગરમ શોણિત છે ભળેલું.

## ૨૬ રાષ્ટ્રે ફરે ધ્વજ

એ પ્રાણવંત કુસુમો રસરંગધારી
ચાલે અનુક્રમ રચી સહુ વ્યૂહબંધ,
ખેલી રહે જ્વરવિહીન સ્વતંત્ર જંગ;
રાષ્ટ્રે ફરે ધ્વજ વસંત સમો વિહારી.

## ૨૭ અગ્રે ધસો

એ વેળ, ઓ નગર–ગ્રામ–વસંતિકાઓ!
મોહી રહો તરલ પાંખની ચાપચાપે?
શોધી રહો પ્રબળ અંતર રાગરાસે?
અગ્રે ધસો જગતયોગિની અંબિકાઓ.

## ૨૮ વ્રત કઠોર જ સેવિકાનું

આ સંયમો પ્રખર છે રસક્ષેત્ર ન્યારું
–જેમાં મનોહર ન ભૂષણના ઉમંગ,
ના ના જરી લલિત કોમળ વસ્ત્રસંગ;–
આ રાષ્ટ્રનું વ્રત કઠોર જ સેવિકાનું.

### ૨૯ જગ-જાગ માંડ

તો છોડ ઓ ભગિનિ ! વૈભવમાંદ્ય તારૂં
–દૌર્બલ્ય દેહમનનું સઘળું ય છાંડ,
તું શક્તિશૌર્ય પ્રગટી જગ–જાગ માંડ;
આ યુદ્ધ સજ્જ કરજે તમ સૈન્ય સારૂં.

### ૩૦ દિવ્ય મહા અશાન્તિ

આજે ભરો વિકળ દિવ્ય મહા અશાન્તિ
એ દર્દભાર વસમા વિષનો પચાવો,
પ્રાણાન્ત અમૃત રસાયનને રચાવો;
ને ઝીલજો વદનવર્ચસ સોમકાન્તિ.

### ૩૧ શૃંગાર શો ?

શૃંગાર શો ?–ડગમગે બહુ હાડચામ
સંતાપ ના, મન અપંગ સમાં કલંકી.
વિશ્રામ ના. સતત શીતળ પ્રાણભઠ્ઠી;
આનંદ શો ?–નવ જહીં રતિભાર રામ.

### ૩૨ માનવધર્મ ભાળો

છોડી દિયો અફર નિષ્ક્રિય પંથમાળ
ને ભૂતયજ્ઞ સમ માનવધર્મ ભાળો,
દીનોતણી અતલ જીવદયા નિહાળો;
ત્રોડો બધી મૃત અનિષ્ટ સમાજજાળ.

### ૩૩ તૈયાર હો

તૈયાર હો: વિશુદ્ધ યૌવન સજ્જ થાઓ !
ગંભીર સ્પષ્ટ તપઉન્નત પ્રજ્ઞ દૃષ્ટિ,
માંડો વિશાળ ઉરઉદાર નવીન સૃષ્ટિ;
સંદેશ ક્રાન્તિયુગનો સહસા પ્રકાશો.

### ૩૪ નવયૌવન ! તુર્ત ઊઠ

અંધારઘુમ નવયૌવન ! તુર્ત ઊઠ
તારું ઉઘાડ તપતાપભરેલ હાસ,
જામી ગએલ ઘનઘોર વિદાર ત્રાસ:
રાગાદિ વૈભવ રચી ન બતાવ મૂઢ.

### ૩૫ યુગના તપસ્વી

બત્રીશલક્ષણવતા યુગના તપસ્વી !
આ રાષ્ટ્રપ્રેમ ગરજે બલિદાન-સાદ,
ચાલો ભરી જગત સ્વાર્પણનો નિનાદ;
સારી ય સૃષ્ટિ પર હિન્દ કરો યશસ્વી.

### ૩૬ યૌવન ! કર્મયોગે

સૌન્દર્ય છે સુખદ એક સ્વદેશમોક્ષે
પાવિત્ર્ય છે કુલતાણું લવ મુક્તિમંત્ર,
છે રિદ્ધિસિદ્ધિ સઘળી ય સ્વરાજ્યતંત્ર;
થાશે જ દત્તચિત્ત યૌવન ! કર્મયોગે.

l

૧૫૦૧૬



### ૩૭ ત્યારે વિષાદભર રુદ્ર

ત્યારે અઘોર નવતાંડવ નૃત્ય ગર્જે
દુષ્ટોતણા વિષમ સૌ મદમોહ છૂટે,
મૂઢોતણે મન અમંગલ કામ તૂટે:
ત્યારે વિષાદભર રુદ્ર પ્રકોપ સર્જે.

### ૩૮ અપૂર્વ ક્રાન્તિ

ત્યારે ભયાનક ભરેલ શ્મશાનશાન્તિ–
થંભી જશે ગગનમાં પળ પંચતત્ત્વો,
નિર્જીવ શાં વિરમશે ક્ષણ સૃષ્ટિસત્ત્વો:
થાશે ભગીરથ સ્વરૂપ અપૂર્વ ક્રાન્તિ.

### ૩૯ અમર હો તપપૂર્ણ પંથ

ઉત્ક્રાન્તિનો અમર હો તપપૂર્ણ પંથ
–થાજો પ્રભુત્વભર પ્રોજ્જ્વલ વિશ્વહોમ,
પીવા પ્રકાશ બળતો બહુ રોમરોમ;
ને ખીલવો અજર યૌવન–આત્મરંગ.

### ૪૦ નવરાત ખેલો

મિત્રો હવે પ્રણયપ્રેરક શક્તિછંદે
આ ભારતી જનનીની નવરાત ખેલો,
પૂરો રમો પ્રલય વીરરસે ચઢેલો;
ફત્તેહ છે કરુણ–શૂર પવિત્ર જંગે.

